



# દેવકન્યા.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥૪૭॥



તારે જે કર્મ કરવાનાં છે તેની સાથે તારે સેવા દેવા છે, તેના ફળની સાથે નથી. માટે કર્મનાં ફળનો હેતુ તો રાખવોજ નહીં ( એટલે ફળની આશાથી કર્મ કરવું નહીં ) તેમજ કર્મ કરવુંજ નહીં એવા પણ થવું નહીં. (અ. ૨--૪૭)

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**કાઠીયાવાડી નાટક મંડળી.**



સંવત ૧૯૬૫ સને ૧૯૦૮

કીંમત રૂ. ૦-૨-૦

શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

આ નાટક સમજવા માટે શ્રીમદ્ ભગવદ્ગીતાનો ૨ જો,
૩ જો. ૪ થો, ૫ મો ને ૧૮ મો અધ્યાય મનન
કરવાની તેમજ નીચેના ગીતાના શ્લોકો
ખાસ સમજવાની વિનંતી
કરવામાં આવે છે.

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।

જેણે શરીર ધારણ કરેલું છે, તે સઘળાં કામોને સમૂળાં તો છોડી શકતોજ નથી. ( અધ્યાય ૧૮-૧૧, )

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।

હે કોંતેય ! સ્વભાવિક પેદા થયલું જે કર્મ છે તે કર્મ ખામી વાળું હોય તોપણ તે નહિ મુકી દેવું. ( અ. ૧૮-૪૮. )

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ॥
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते ॥१२॥

યોગી માણસ કર્મનાં ફળની આશા છોડી દઇને, હંમેશની શાંતિને એટલે મોક્ષને પામે છે. અને યોગરહિત માણસો લાલચથી દોરાઇને, કર્મનાં ફળની આશા રાખતાં બંધનમાં પડે છે. (અ.૫-૧૨)

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥

જ્ઞાનવાળા માણસો-બુદ્ધિમાં લીન થયેલા માણસો, કર્મથી થતાં ફળોને છોડી દઇને જન્મના બંધથી છુટા થાય છે. (ફરી ફરી જન્મ પામતા નથી ) અને પરમ આનંદનું જે ધામ ( ઠેકાણું ) તે પામે છે. ( એટલે મોક્ષ પામે છે. ) (અ. ૨-૫૧)

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥**

બીજાનો ધર્મ ( Duty ) સારો લાગતો હોય તો પણ તેના કરતાં પોતાનો ધર્મ સારો છે. પોતાના સ્વભાવથી પેદા થયલું જે કર્મ છે તે કર્મ કરનારો પાપ કરતો નથી. ( અ. ૧૮-૪૭ )

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

ઉંચા ગુણવાળા પારકા ધર્મ ( Duty ) કરતાં ઓછા ગુણવાળો પણ પોતાનો ધર્મ સારો છે; પોતાના ધર્મમાં મરણ થાય તે સારૂં; પારકો ધર્મ બહુજ જોખમ ભરેલો છે. ( અ. ૩-૩૫ )

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥**

જેનાથી સઘળા જીવોનો વ્યવહાર ચાલ્યો જાય છે, જે સર્વ રૂપે વ્યાપી રહ્યો છે, તેને એટલે તે પરમેશ્વરને પોતપોતાનાં કર્મથી સેવીને માણસો સિદ્ધિ મેળવે છે. ( અ. ૧૮-૪૬ )



## નાટકનાં પાત્રો.



### સ્ત્રી વર્ગ.

દેવકન્યા

વનમાલા—દેવકન્યાની મોટી બેન.

વાસુલા—સારંગપાણિની રાણી.

પ્રભાવતી—તેની કુંવરી.

મણી—બ્રહ્મચારીની સ્ત્રી.

મોતી—મણીની બ્હેન.



### પુરૂષ વર્ગ.

રાજર્ષિ—દેવકન્યાના પિતા.

સારંગપાણિ—પ્રભાવતીના પિતા.

કેસરીસિંહ—દેવકન્યાના સસરા.

કિશોર—કેસરીસિંહનો કુંવર.

ધર્મવ્યાધ, તપસ્વી, તાંત્રિક, બ્રહ્મચારી.



# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

પ્ર. ૧—પ્રભાવતી યોગ્ય ઉમરની થવાથી સારંગપાણિ તથા વાસુલ્લ તેના લગ્ન સંબંધી વાતચિત કરે છે. રાજા, કુંવરીના મનની વાત જાણી લેવાને રાણીને કહે છે. કુંવરી પોતાની ઇચ્છા કિશોરને પરણવાની જણાવે છે અને તેની છબી છાતીમાં રાખી મૂકી હતી તે કાઢી બતાવે છે અને એનેજ પરણવાનો આગ્રહ બતાવે છે. છેવટે નાળીએર તથા લગ્નોત્રી લઇને બ્રાહ્મણને મોકલે છે.

પ્ર. ૨—પરણવા નીકળેલો કિશોર તથા તેના મિત્રો. મિત્રો તેને દેવકન્યાની ભાળ આપે છે.

પ્ર. ૩—દેવકન્યા અને વનમાલા વચ્ચે સંસાર સંબંધી વાતચિત. સ્ત્રીનો ખરો ધર્મ તો પતિસેવાજ છે એમ દેવકન્યા વનમાલાને સમઝાવે છે. પણ તેને યોગ પ્રત્યે કાંઇક મોહ હોવાથી એ વાત તેને રૂચતી નથી. એટલામાં કિશોર ફરતો ફરતો આવે છે અને દેવકન્યા તથા વનમાલા રાજર્ષિએ આપેલી ગોળી મોંમાં મૂકી અદ્રશ્ય થઇ જાય છે.

પ્ર. ૪—બેનથી છુટી પડી, દેવકન્યા કિશોરની અવસ્થા જોતી આવે છે. દેવકન્યા તથા કિશોરનો પ્રથમ પ્રેમપ્રસંગ. વનમાલાના કહેવાથી રાજર્ષિ ત્યાં આવી, અંતઃકરણનાં લગ્નજ ખરાં લગ્ન હોવાથી, દેવકન્યાનો તથા કિશોરનો હસ્તમેળાપ કરે છે. આવી રીતે દેવકન્યા સંસારમાં જોડાય છે અને વનમાલા ગંગાને કાંઠે તપ કરવા જાય છે. રાજર્ષિ હિમાચલમાં તપ કરવા ચાલ્યા જાય છે.

પ્ર. ૫—સિદ્ધીના મદમાં અંધ થયેલો તાંત્રિક દુનીયાની કે તેના બાપની પણુ દરકાર કરતો નથી અને તેને પોતાના ઘરની બહાર કાઢી મુકે છે, તાંત્રિકના બીજા બે ભાઈ પણુ બાપની સેવા કરતા નથી, નાનો સંસારના લપથી કંટાળી બ્રહ્મચારી થઇ ગયો છે અને વચલો ભાઇ તપસ્વી થઇ ગયો છે. નાનાભાઇને પરાણે પરણાવવાનો આગ્રહ કરે છે પણુ તે માનતો નથી અને ચાલ્યો જાય છે.

પ્ર. ૬—પ્રભાવતીને ખબર મળે છે કે કિશોર તો વચમાંથી દેવકન્યાને પરણીને પોતાને દેશ પાછો ગયો. તેની નિરાશાનો પાર રહેતો નથી. એટલામાં એક દાસી તાંત્રિકને બોલાવી લાવે છે. તાંત્રિક પ્રભાવતીને તેનું દુઃખ દૂર કરવાનું વચન આપીને કુંવરના બાપ તરફ જાય છે.

પ્ર. ૭—દેવકન્યાના સાસરીયામાં જઈ, તેના સસરાને મંત્રના પ્રભાવથી ચમત્કાર દેખાડી, તાંત્રિક પોતાનો વિશ્વાસ બેસારે છે. પછી એક નિર્દોષ બાળકનું ખુન કરી તેના હાથ તથા માથું લઇ દેવકન્યાના સુવાના ઓરડામાં મુકી આવે છે. અને એમ ઠરાવે છે કે દેવકન્યાને જક્ષણીની સાધના છે, તેથી એ નૈવેદ્ય ધરી મનુષ્ય માંસ ખાય છે. પોતાની રૈયતનાં બાળકનાં ખુન કરનાર પોતાના દીકરાની વહુને પકડી કેસરીસિંહ સજા કરવા નિશ્ચય કરે છે.

પ્ર. ૮—આજે દેવકન્યાના મહેલ ફરતી સખ્ત ચોકી છે. છતાં તાંત્રિક મંત્રબળથી મહેલમાં પેસી, ફરીઆ દેવકન્યાના સુવાના ઓરડામાં બાળકનું માથું મૂકી આવે છે. તાંત્રિક રાજાને બોલાવી લાવી બાલકનું માથું બતાવે છે. દેવકન્યા ગુન્હેગાર ઠરે છે. કેસરીસિંહ તેને ઠાર મારી નાખવા હુકમ કરે છે. કિશોર મૂર્છિત થઈ જાય છે.



## અંક ૨ જો.

પ્ર. ૧—મારાઓ દેવકન્યાને મારી નાંખવા જંગલમાં લાવે છે. ધર્મ-વ્યાધ દયાથી દેવકન્યાને મારતો નથી; દેવકન્યા ધર્મવ્યાધને ઉપદેશ આપી તેનો પૂર્વજન્મ બતાવે છે અને જે માત-પિતાની સેવાથી તેનો ઉદ્ધાર થયો તેજ માતાપિતાની સેવા કરી સ્વધર્મમાં કુશળ રહેવા આજ્ઞા કરે છે અને પોતે પુરૂષ વેશે પોતાના પિતાના આશ્રમમાં રહે છે. તાંત્રિકના નાના ભાઈપર બગલી ચરકે છે તેથી તે ક્રોધા વેશમાં શ્રાપ દઈ બગલીને મારી નાંખે છે પણ પાછળથી પસ્તાય છે.

પ્ર. ૨—પ્રભાવતીને તાંત્રિક ખબર આપે છે કે મેં દેવકન્યાને મરાવી નાખી છે. સ્વભાવે દુષ્ટ ન હોવાથી પ્રભાવતીને આઘાત થાય છે. તેના દુઃખનું કારણ તેનાં માબાપ જુદું સમજી, કિશોર સાથે તેને પરણાવવા માટે એકદમ નાળીયેર લઈને માણસો મોકલે છે.

પ્ર. ૩—કેસરીસિંહે કિશોરને કેદ કર્યો છે. કારણ કે તે દેવકન્યાના વિરહથી આંઠાઈમાં ગમે તે કરી બેસવા તૈયાર થયેલો હતો. કિશોરને લગ્ન કરવા તેનો બાપ સમજાવે છે, પણ સમજતો નથી. છેવટ પિતૃઋણ પૂરવા માટે લગ્ન એ ધર્મ છે એમ સમજાવી, પ્રભાવતીને પરણવા ફરીથી તેને મોકલે છે.

પ્ર. ૪—કુંવરની જાન ફરી થી એજ માર્ગે નીકળે છે અને જ્યાં દેવ-કન્યા પુરૂષ વેષે પોતાના પિતાના આશ્રમમાં હતી, ત્યાં આવે છે. એજ જગ્યા જોવાથી કિશોરને આગલો વૃત્તાંત બધો યાદ આવે છે. દેવકન્યા જ્યારે પોતાના પતિની પૂજામાં રોકાયેલી હોય છે ત્યારે બ્રહ્મચારી ભિક્ષા માગવા આવે છે. પણ પતિ સેવા પહેલી અને અતિથિ સેવા પછી, એમ ધારી પતિ સેવામાં રોકાય છે. બ્રહ્મચારી ગુસ્સે થઈ શાપ આપવા જાય છે. ત્યા ગંગાને કાંઠે પોતાની બેનનું ઝુંપડું બળતું જોઈ પાણી છાંટે છે. બ્રહ્મચારી આ વાતની પરીક્ષા જોવા વનમાળા પાસે જાય છે. દેવકન્યાને જોઈ તેનીજ પાસે રહેવાની કિશોરની ઇચ્છા થાય છે અને પરણવા જવા ના

પાડે છે. દેવકન્યા વિના કિશોરને ચેન ન પડવાથી કિશોરના મિત્રો દેવકન્યાને સાથે આવવા વિનંતી કરે છે તેથી દેવકન્યા સાથે જાય છે.

પ્ર. ૫—કર્યાં કર્મનાં ફળ ભોગવવાંજ પડે છે. સતીને દુભવનાર તાંત્રિકનાં પાપ ફુટી નીકળે છે. તેને કોઢ નીકળે છે. છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય એ કહેવત પ્રમાણે તાંત્રિકનો બાપ, તેને પોતાની સાથે લઇ જાય છે. મણી પોતાના પિતાને સમજાવીને, પોતાના સસરાને રહેવાને એક ઘર લઇ આપે છે.

પ્ર. ૬—કિશોર તથા પ્રભાવતીનાં લગ્ન. દેવકન્યા પરણતાં જોડાંને આશીર્વાદ આપવા રાજર્ષિને બોલાવે છે. રાજર્ષિ આવે છે. સૌ ચકિત થાય છે.

---

## અંક ૩ જો.

---

પ્ર. ૧—મંગાકાંઠે તપસ્વીઓનાં બળેલાં ઝુંપડાં. વનમાળાનું ઝુંપડું અખંડ છે. તપસ્વીઓ વનમાળાને પગે લાગે છે. બ્રહ્મચારી ખરી હકીકત જાહેર કરે છે. વનમાળા દેવકન્યાને મળવા જાય છે.

પ્ર. ૨—દેવકન્યા વનમાળાને સમઝાવે છે, કે સ્ત્રીએ પરણી, પતિસેવા કરવી એ ધર્મ છે. પણ તારો કન્યાકાળ ગયો છે તેથી તને કોઇ નહિ પરણે. માટે સામા જતાં જે મળે તે તારો પતિ એમ માન. સામો કોઢીઓ તાંત્રિક મળે છે તેની સાથે વનમાળા લગ્ન કરે છે.

પ્ર. ૩—ધર્મવ્યાધના ઘરમાં બ્રહ્મચારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ.

પ્ર. ૪—કિસોરને સ્વાભાવિકરીતે પ્રભાવતી ઉપર સ્નેહ આવતો નથી. તેથી તે તેની પાસેથી ચાલ્યો જાય છે. પ્રભાવતી દેવકન્યાને આ બધા દુઃખનું કારણ સમઝી તેને પોતાના રસ્તામાંથી ખસેડવા ઝેર પી જવા કહે છે. દેવકન્યા પીવા જાય છે કે તુરતજ સ્વર્ગમાંથી અપ્સરા આવી દેવકન્યાને ઉપાડી જાય છે.

પ્ર. ૫—તાંત્રિકનો નાનો ભાઇ બ્રહ્મચારી મરે છે અને સંસારી થાય છે. તપસ્વી પણ ઠેકાણે પડે છે. તાંત્રિકનો રોગપણ સતીના પ્રભાવથી અને પુણ્ય તીર્થમાં નહાવાથી મટે છે. તાંત્રિકને પોતાના કુકર્મનો પસ્તાવો થવાથી પોતાનાં પાપ જાહેર કરવા કચેરીમાં જાય છે.

પ્ર. ૬—પ્રભાવતીથી દુઃખભાર ન સહેવાવાથી ભર દરબારમાં પોતાના પાપનો એકરાર કરે છે. તાંત્રિક આવી તે નિર્દોષ છે અને દેવકન્યાનો ખરો ખુની હું છું એમ જાહેર કરે છે. રાજર્ષિના સમજાવવાથી કિશોર પ્રભાવતીનો સ્વીકાર કરે છે તેટલામાં અપ્સરા દેવકન્યાને લઇને આવે છે. મેલાપ અને આનંદ.



२३४

# દેવકન્યા.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.



સૂત્રધાર:— ૧

શ્રી વીષ્ણુ ચરણુ પ્રસાદ કરો સર્વનું કલ્યાણ
સૃષ્ટીરૂપે વ્યાપનાર કુશળ સદા કરો—શ્રી.
સર્વ ધર્મમાં વસ્યો તે ધર્મ કર્મની મતી લો
પરબ્રહ્મરૂપ બ્રહ્મભાવના ચિત્તે ભરો.—શ્રી

નટી:— ૨

આવો પ્રિય, ઉદય પામતું મંગળ પ્રભાત વધાવો.
સુખના દિનની શરૂઆત થઈ,
રજની દુખની દુર ન્હાસી ગઈ,
પ્રભુની કરૂણા છવરાઇ રહી,
પ્રીતિની સરિતા ઉભરાઇ વહી, છલકાઇ ગઇ—આવો.

સખીઓ:— ૩

વિશ્વધામ મધુર મધુર, વ્હાલના વિરામ મધુર,
જીવનના આરામ મધુર—વ્હાલના.
ધર્મ અર્થ કામ મધુર
પામવાનું ઠામ મધુર—વ્હાલના.
સુખવીલાસ આનંદવાસ
રસવિકાસ મધુર મધુર—વ્હાલના.

૧ સખી:— ૪

બેલા ભવ્ય ગીરિવર ચરણે, સુતી મનહર ખીણુરે-
બેના ઉદરથી નીપજીયું, નાનકડું શું વ્હેણુ, અજબ તમાસો આ!
રમતી અવનીપર આળોટતી, ચાલી સરિતા બાળારે;
જોતામાં થઇ આવડી મોટી, જોબનવતી રસમાળા—અજબ.
રમ્ય નગર ઉન્નત ગીરિવરને, વૃક્ષઘટા ઝુકી ઝાંખેરે,
ગગન જુવેને તારા ધુવે મુખ, નહી પણ નજર ન નાખે—અજબ.
જોબન મદમાતી અલબેલી કયાં આ ચાલી જાયેરે!
અંતર શી આશા ભરી એને, મુજમન વિસ્મય થાય—અજબ.

૧ સખી:— ૫

બલિહારી છે પ્રેમસ્વરૂપ તણી
સહુના ચિતમાં ચમકે એ મણિ.
માતા બાળક ઉપર વારી જતી,
પ્રેમદાને પીયુની નીહાળો પ્રીતિ,
જુઓ ભાઇને બ્હેનની પ્રીતિ ભણી—સહુના.
પહેલી ઈશ્વિરે પ્રેમની મૂર્તિ ઘડી,
પછી સુંદર માનવી જાત રચી.
મુકી અંતર અંતર પ્રેમ કળી—સહુના.

સખીઓ:— ૬

મુને ઘેલી કીધી છે નંદલાલે, છેતર્યાં છોગાળે.
મુને મારી નયનોનાં બાણ, છેતર્યાં છોગાળે.
કોરી લીધું છે એણે કાળજડું મારૂં સખી-
ભુલી હુંતો સાનભાન, છેતર્યાં છોગાળે.

સાખી

મુરલી મધુરી વાગતી વેધક નાદ અખંડ
મોહનમંત્ર સખી ભર્યો, લોભાવે મુજમન
આશોમાસે અટપટો શામળીયાજીરે વ્હાલા.
કૃષ્ણજી કાજુડો નાગ કોને ડસીયાજીરે વ્હાલા!—મુને

કિશોર:— ૭

બાલનાં હૃદય સમું દીસે
કેવું શુભ વિમળ વારિ ?
વિભુ આકૃતિ કેવી તારી ?–બાલ.
સરમાં તટતરૂની છાપ
છાઇ છપાઈ રહે જ્યમ સારી,
શિશુ ઉરમાંહ્ય ત્યમ છાયે
જગની છબી મધુરી પ્યારી—બાલ.

દેવકન્યા:— ૮

રે ભ્રમરિયા, કરજે કંઈ ગુંજાર !
કરજે કંઈ ગુંજાર કમલિની કાનમાં-રે ભ્રમ.
કમલિની ઉભી વિનવે,
હેયે પૂરૂં કંથ !
રાતલડી રળીયામણીરે,
મીઠો પ્રીતિ પંથ.—ભ્રમ.

વનમાલા:— ૯

આંખ ઉઘાડીને જોને તું પ્રાણીરે
માયાને રૂપે શું મોહ્યો જીરે મોહ્યોજીરે.
કયાને માયામાં તું ભરમાયોરે
એમે જનમતો ખોયો જીરે ખોયોજીરે.
આલચમાં લપટાઈ રહ્યોને
ત્યાગ વિરાગ ન જોયો જીરે જોયોજીરે.
હરિ હીરો તે હાથે ગુમાવ્યોને
પેટભરી પછી રોયોજીરે રોયોજીરે.

દેવકન્યા:— ૧૦

અંબા ને સ્વયંભુ
અખંડ જોડું તે એકજ રૂપનું—અંબા

જુજવાં નહીં તે
ભાસે નિરાળાં
પ્રીતિ જ્ઞાનને અદ્વૈતે વ્યાપી રહ્યાં છે—અંબા

દેવકન્યાઃ— ૧૧

વાહ વદન બદન રૂપ શું સુંદર આ મન હરનારૂં !
કિશોરઃ—શાણી ગુણવતી અલબેલી,
સલુણી શશિવદની અંતરમહિં વસી તું પ્રિયા—વાહ
દેવકન્યાઃ—દિવ્ય કાંતિ વળી હૃદય સરલ તવ,
નયને પ્રીતિ ઝલકાય-
જોઇ તે, આનંદ ઉર ઉભરાય.
કિશોરઃ—વચને ઝરતાં રસનાં ઝરણાં,
રેલે હૃદયમહિં નિર્મળતા શું !
દેવકન્યા—પ્રીતમજી તન મન વારૂં—વાહ.

મણીઃ— ૧૨

હાંરે પિયુ મુજ અલબેલા,
આવોને આપણુ પરણીએ
બ્રહ્મચારીઃ—તું ભલી થઇને દુર રહે—હાંરે.
મણીઃ—શીદ ન્હાસો તમે ?
બ્રહ્મઃ—અપવાસ થશે-
મણીઃ—મુજ પ્રીતમ તમારી પર ઓવારી જાઉં હું—હાંરે

સખીઓઃ— ૧૩

બની અલી મદભરી નાજુક નાર.
નેણુ રસીલાં, વાણી મધુરી;
દેવોને પણુ કામણુ તું કરનાર—બની.
ચાલ જોઇને તારી, હંસી લજાઈ,
આંખ જોઇને મૃગબાલા મુંઝાઇ,

પ્રાણપ્રિયા તારૂં સ્વરૂપ જોઇ,
શુધ બુધ ભૂલી જનાર—બની.

તાંત્રિક— ૧૪

પ્રપંચ રચીને પાથરૂં જાળ,
બનું હું સતીનો કારમો કાળ;
જોગણી સાધીને, મંત્રથી બાંધીને
રાજાને શંકામાં નાખું આવાર.—પ્રપંચ.

જાઉં સ્મશાનમાં અંધારાગારમાં,
લઈ આવું બીજું બાળક;
નહિ કંપે આ હાથ, જ્યારે થાશે એ ઘાત
એ બાળકની આજ.

ઉડે લોહિ છરરરરરરરર
પાપીને ડંખે ન પાપ લગાર.

જઈ ઝટપટ ખટપટ સટપટ હું તો જગાવું,
કરી લટપટ ચટપટ નટખટ બની જાઉં,
ચીરી ચરરરર થરરરર અરરરર મારૂં અને—
ઠરે છાતી મારી ધાર્યું કામ જ્યારે પાડું હું પાર.

દેવકન્યા:— ૧૫

હું બની જનમ દિવાનીરે
ક્યારે સરવરનો આવ્યો હંસલો હોજી.
મોંઘાં મોતી આપ્યાં મારે હાથ
એરે મોતીડે
ઘેલીરે બની ગઇ હું તો એને કારણે હોજી.
એ હંસાનાં રૂડાં ઢળતાં રૂપ
એરે રૂપેથી
ઘેલીરે બની ગઈ હું તો એને કારણે હોજી.

દેવકન્યાઃ— ૧૬

સુખી થઈ પ્રભુ, હવે પામી હુંતો કૃપા આજે!
ક્ષમા દેજો, થયા હોયે જો કંઈ ગુન્હા.
સુભાગ્ય મારૂં માનું હું, થયું પરાર્થે
જીવન પૂરણ આ.

આશા હતી કાંઈ અંતરે,
સેવા કરીને, સુખી થાવા—
છેહ દઈને વિધિએ તોડયાં બંધન જીવનનાં.
રજા લઉં, પાયે નમી કરૂં પ્રણામ—
પ્રીતમ !–છેવટના.



## અંક બીજો

---

બારોટો:— ૧૭

આજ તો ત્રુઠયાં સે ભાઈ માતા દયાળી.
માતા ભવાની સે દાતા અમારી.
અંબા માવડી, બૌસર માવડી,
બીડયું અમારી ભાંગે બરદાળી.
રાણીજીને મારી ભોગ દેવીને ખરાવહું.
ધનના તે ઢગલા આજે લઈ આવહું
સૈયાં બોલાવહું, લ્હેરાં ઉડાવહું,
સોગાં મળીને હો કરહું ઉજાણી.

દેવકન્યા:— ૧૮

સ્વપ્ન સમાં આજ ભાસે મને તો
જીવનનાં વ્હેણ—સ્વપ્ન.
નીતી પંથ જાતાં, ભૂલી નથી હું-
સંકટ આવ્યું તેમ છતાં આવું !—સ્વપ્ન.

દેવકન્યા:— ૧૯

ભાઈ ચેતીચાલો કર્મની બાજી તમારે હાથેરે-ભાઈ
આંબો વાવ્યે કેરી ફળશે બાવળીયામાં શુળો મળશે
જેવું વાવો તેવું લણશો, ઈશ્વરનો એ ન્યાય રે-ભાઈ
કરમ રતીમાં અંક લખાયે બીજાથી વધ ઘટ નહી થાયે
હાથે કરવું તે ભોગવવું, ઇશ્વરનો એ ન્યાય રે-ભાઈ

૨૦

દેવકન્યા:—જાઓ વીરા મારા થાઓ સુખી તમે
ધર્મના બેલી કહેવાઓ જાઓ—જાઓ.
નીતિને મારગે ચાલજો બાંધવ
ભકતીથી સેવજો માતને તાત

**વ્યાધ**—માતપિતા માનું પાર્વતી શીવ
સેવતાં જનમ સફળ થયો—જાઓ
**દેવકન્યાઃ**—બુદ્ધિ તવ શુદ્ધ થાઓ, પરમાત્મા ઓળખાઓ!
**વ્યાધ**—સતી તમ વચને, વિમળ મને પામું પ્રભુને; માગું એજ
**દેવકન્યાઃ**—આશિષ સફળ થાઓ સીધાવો—જાઓ.

**પ્રભાવતીઃ**— ૨૧

આવો રંગીલા છેલા, હું પ્યારી તમારી થનારી.
કેવી ચાલ ચટકદાર !
રૂમક ઝુમક ઠુમક વાહ !—આવો.

**દાસીઃ**—બ્હેન આમ મને ખાલી લજાવો નહિ,
બાઈ ભૂલી, કે લાવી હું આવી છબી !

**પ્રભાવતીઃ**—હું તો આપની છું દાસી,
તમે મારા ભરથાર—

**દાસીઃ**—બાઈ, એવું બોલી રાંકને ન આમતો સતાવો—આવો.

**કિશોરઃ**— ૨૨

આ જગમાં ક્યાંઈના
છે પ્રીતી બિંદુ, કે દયા.
પ્રાણીતણાં અંતર દિસે આવાં ક્રૂર શાને ?—આ.
રે જડ પત્થરો ! તમારૂં ઉર છે બહુ સારૂં;
ક્રૂર એવાં ઉરોથી જડ હૈયું સદાય તારૂં
પ્યારૂં લાગે મને—આ

**વઠારણોઃ**— ૨૩

લગન લખજો ઉતાવળું.
મારા કુંવરને લાડીજીના કોડ પૂરજો સાહેબા.
તમે જાને તે વ્હેલા પધારજો રાજ,
અને ચોંપેથી જાનો જોડાવજો રાજ !
જતન કરીને મંગાવજો,

રૂઠી કુંવર કાજે ઘોડલીની જોડ મારા રાહિઆ.
તમે વીરાને વ્હેલા શણગારજો રાજ,
અને ચોંપેથી જાને જોડાવજો રાજ !

કિશોર:— ૨૪

ભૂલી પ્રિયજનને, અરે શું પછી તે
જીવનને વ્યર્થ ટકવી,
જગ વિષજ્વાળ સહેવી ?–
કહે ના એવું પ્રભુ.—ભૂલી.
હૃદય બંધ રહો તુટે, તોએ
પ્રાણપ્રિયા વિસારી,
અવરને ગ્રહીને, સુખમાં
કહો કરે કેમ ઉર એલ ?–ભૂલી.

દેવકન્યા:— ૨૫

મેં તો પ્રેમની કફની ધરી–હાં ધરી–
પ્રેમની શેલી, પ્રેમની શીંગી,
પ્રેમની ઝોળી ભરી– હાં ભરી મેં તો,
પ્રેમ વિભૂતિ અંગ લગાવી,
પ્રેમની માળા કરી–હાં કરી–મેં તો.

૨૬

મોતી:—બની સુરત રૂપાળી તમારી,
જાણે માંડી રૂપાંથી આખી મઢાવા.
તાંત્રિક:-તમે પરણો મારી સાથે પ્યારી,
બને જોડી નવેલી એ સારી.
મોતી:—કરે મારાથી પ્યાર, મારૂં જોડાનો માર.
આપું મીઠો મેથીપાક.
તાંત્રિક:-વોય વોય..............................બની.

મણી:— ૨૭

ગરીબોની આશા પૂરો.
ચ્હોને આશીષ તેની—
ચ્હો માર્ગ એ અમૂલો—ગરીબો.

( સાખી. )

માનવ જન્મ ધરી કરો પર કેરૂં કલ્યાણ
પર કાજે નિજ ત્યાગવું, એજ જીવનની લ્હાણ.
પ્રભુ પ્રીતી એમ પામો— ચહોને.

પ્રભાવતી:— ૨૮

સખીરી લગનની અજબ બહાર
જીવન આખું પાલટી જાયે, પરણતાં પલક મોઝાર.
કન્યા સૌભાગ્યવતી બની જાયે, લગનની અજબ બહાર;
ન્હાની મટી મોટી નારી ગણાયે; પરણતાં પલક મોઝાર.
એકલી બદલે જોડી કહેવાયે, લગનની અજબ બહાર
દુનીયાંની નજરે બદલાયે, પરણતાં પલક મોઝાર.
—સખીરી.

નાગનારી:-- ૨૯

નજર મોહે લાગીરે બાલાપનમેં.
નજર મોહે લાગી, બિરહ જોત જાગીરે—બાલા.
દેહલી શહેરસેં બૈદ બુલાવો !
નબજ દિખલાવો, નજર ઉતરાવોરે—બાલા.



## અંક ૩ જો.

---

સાધુઓ:— ૩૦

તારી કળા નવ જાણી જગ ત્રાતા,
અકળ કળા ન કળાણી રેજી હોજી.
કોઈ સુખી, કોઈ દુખીયાં થાતાં,
પાપ પુણ્ય પરમાણીરે જી હોજી.
દીનના બંધુ, સાચના બેલી,
અમે તો પામર પ્રાણી જગત્રાતા—અકળ.

વનમાળા:— ૩૧

હું જાઉં આજ સ્વામિની સેવા કરૂં.
આજ સુધી અંધ બની ભુલી સ્વધર્મ—આજ
સ્રીનું હૈયું પ્રેમે ખીલે સદા;
કામનીને કંથ એજ શાંતિનું ધામ—આજ
બીજાં તપ તે ફોકટ ફાંફાં;
સાચું તપ, સાચું વૃત્ત સ્વામિનું નામ—આજ

દેવકન્યા:— ૩૨

તેજે ભર્યા તારલા
મીઠા પ્રકાશે બીજાનાં અંતર અજવાળે—જુઓ
પૂરો આશા અવરની, તારલા.
સુંખ શાંતિ આપો;
જીવન યજ્ઞ આ પ્યારા પરાર્થે !-જુઓ તારલા.

દેવકન્યા:— ૩૩

બ્હેની મારી સાંભળો તો વાત કહું સારી બ્હેન,
આનંદ રેલ, આનંદ રેલ.
સતી સ્વાધ્વી છો તમે ગુણવંતી નારી બ્હેન,
આનંદ રેલ, આનંદ રેલ.

યોગી કે ભક્ત જનો પામે જે માંડ તેહ,
સિદ્ધીઓ દાસી બની રહેશે તમારી બ્હેન,
આનંદ રેલ, આનંદ રેલ.

સાધોને પ્રેમયોગ, નાથ નામ ભક્તિ જોગ,
સાચાં સંસાર સુખ લેતાં સ્વિકારી બ્હેન,
આનંદ રેલ, આનંદ રેલ.

વનમાળા:— ૩૪

મારા ઈશ, મારા જગદીશ્વર એ.
ભજું એને,
જપું નામ માળારે—મારા.

અબળા અમે તો પિયુજીના ચરણો
ચુમી ચુમી પાવન થાતાં રે—ભજું.

જગની આ હોડી એકલાં ન ચાલે,
સ્વામી સાચા સુકાની અમારારે—ભજું.

વ્યાધ:— ૩૫

એક સરસ વાત સમજાવું રે,—સંતો પ્યારા
ગુરૂ ગમની કુંચી બતાવું રે,–સંતો પ્યારા.

કોઇ નુરત સુરતને સાધે,
કોઇ યોગે ચિતને બાંધે,
કોઈ જ્ઞાન વિચારે વાધેરે—સંતો.

કોઈ ભક્ત થઈ પ્રભુ ભજતા,
કોઈ જગની માયા તજતા,
કોઈ તપથી કાયા દમતા રે—સંતો.

એ શોધ્યા મારગ ગરવા,
કેવળ મનને વશ કરવા,
આ ભવસાગરથી તરવારે—સંતો.

સખીઓ:— ૩૬

મોહન વિરહે આલી હું દીવાની ફરૂં;
આલી ગરજે ઘનઘેરી, હું કયાં જઇ ઠરૂં ?—મોહન

સાખી

ગગન વસ્યો ઘનશ્યામ, ને હૃદય વસ્યો ઘનશ્યામ;
ચપળા પીયુ લપટી રહી, હું લપટી રસધામ.
બુંદ વરસે આલી, નીર નેણે ભરૂં—મોહન.

પ્રભાવતી:-- ૩૭

પ્રીતિવેલી મનોહર, બ્હેની;
મનોહર વેલી, રસેથી ખીલેલી—પ્રીતિ.
અગણીત પંખી એ વેલીની છાંયે
નિત્ય કરે કંઇ વ્હાલી રસભરી કેલી--પ્રીતિ.
શીતળ છાયામાં શીતળ ઝરણાં,
મંદ પવન શીત વાયે, ઉડે રસ હેલી--પ્રીતિ.

દેવકન્યા:-- ૩૮

છુપે ન પ્રભુ પાસે પાપરે !
આ હઇડું ડંખાય—
હૃદય કુમળું બળી જાએ એ પસ્તાવે—છુપે.
ઉરવિરાજે પ્રભુની વિશુદ્ધ જ્યોતિ-
પાપના વાયુ એથી કદી ન સ્હેવાયે—છુપે.

ચ માલા:— ૩૯

આનંદ છાયે અંતરે.
મુજ વ્હાલમ સુખીયા હવે—આનંદ
સતીની આશે કલ્યાણ થાયે—
શાસ્ત્રે સતી યશ ગાય રે—આનંદ.

વારાંગનાઓ:— ૪૦

સ્હો લટક મટકતી નિરમલ નાજુક આવો ચંચલ નાર.
ઉરના પડદા ખોલી;

હૃદય દીપકને હૃદય પ્રગટજો !—લટક.
જોજે માંહે છૂપી હોયે કંઇ વાસના—
દીપક ચમકમાં અંતર તપાસી જોઇ, સહુએ
પ્રેમ મધુર લઇ વિમલ સુગંધી—લટક.

[illegible]:— ૪૧

હૃદય રૂપી પુષ્પો આજે ખીલતાં,
જગમાં રચના કીધી કેવી મન મોહક !
જોઇએ અમે આંખો ઠારીએ સદા—હૃદય.
અમેતો નાજુક છોડ વિશ્વે ઉગેલા,
ખીલવ હવે, રસ પૂરીને—
તુજ પ્રીતીનું ટીપું અમીનું યાચીએ પ્રભુ !
શિવ, સહુનું કરજો કલ્યાણ—હૃદય.




